


લેખક-શ્રીયુત કવિ

પટેલ

જોઇતારામ ભગવાનદાસ

મુ. અનારા. (ખારશીટા).



પાસેથી સર્વ હક ખરીદ કર્યા

છપાવી પ્રસિદ્ધ કરનાર,

બુકસેલર

જદુભાઇ નારણદાસ

ઠે૦ ભદ્ર પુસ્તકાલય

સ્વામીનારાયણના મંદીર પાસે

નડીઆદ.


# ડાહ્યો કે દીવાનો

## યાને

# મૂરખ કે પંડીત.

## ભાગ ૧-૨-૩ સંપુર્ણ.

કીંમત રૂ. ૦-૩-૦

[illegible] પ્રેસ ( [illegible] ) માં [illegible] છગનલાલે
છાપી. નગરશેઠનો [illegible] રતનપોળ—અમદાવાદ



## જાહેર ચેતવણી.



આવૃત્તિ પહેલી.
સં. ૧૯૮૦. સને ૧૯૨૪ પ્રત ૪૦૦૦.

# ડાહ્યો કે દિવાનો

## યાને

# મૂરખ કે પંડીત.



સ્થળ—શીવશંકર શાસ્ત્રીનું ઘર.

શીવશંકર—લે સાંભળ્યું કે? જો આ ટપાલી હમણાંજ કાગળ આપી ગયો.

સુરજ—વારૂ, પણ તેમાં શું લખ્યું છે અને તે કાગળ ક્યાંથી આવ્યો છે શું તે મારા વ્હાલા પુત્ર મુળશંકરનો તો નહિ?

શીવશંકર—હા, તારી ધારણા ખરી છે જો કાગળમાં પુત્ર મુળશંકર પોતે આજેજ અત્રે આવી પહોંચશે તેવું લખે છે.

સુરજ—પ્રાણનાથ? ત્યારે આપણે સોનાનો સુરજ ઉગ્યો કહેવાય, અને ભવનું દારિદ્ર ફીટી જાય, આપણો

વાંઝીઆબાળનો એકનો એક કુળદિપક પુત્ર કાશીથી ભણીગણીને આવે તે કાંઈ ઓછા આનંદની વાત છે? હાશ? મારો સુગીઓ આવશે એટલે સત્યનારાયણની કથા વંચાવીશ. એવી બાધા રાખેલી તે આજને આજ કરવી પડશે. આજે એકાદશીનો પણ સારો જોગ છે.

શીવશંકર—અરે એતો બધું ઠીક, પરંતુ આપણે રોજ એકાદશી કરવી પડે છે તેનો તો વિચાર કરતી નથી ને કથા વંચાવવાના વિચાર કરે છે તેનું શું થશે? ખરેખર આજકાલની સ્ત્રીઓ એવીજ હોય છે કે પતિની સ્થીતિનો વિચાર કર્યા વિનાજ ખર્ચ કરવામાં કુશળતા દર્શાવે છે. કહ્યું છે કે—

દોહરો—નાર, બાલ, દરબારને, જે લ્હેણું લેનાર;
વળ કવળ સમજે નહિ, માગે લીધે પાર.

સુરજ—બળ્યું? તમોને કંઈક બે પૈસા ખર્ચવાની વાત કહી કે તરત આવા ઉખાણા કહી વાતને ઉડાવીજ દેવાના. છોકરો પંડીત થઇને આવે અને કાંઇ પણ ન કરીએ તો આપણી આબરૂ જાય. તમારે ભાયડાઓને ક્યાં સાંભળવું છે, પણ અમોને તો વૈરાં કુવે, તળાવે ચુંટી ખાય સમજ્યા?

શીવશંકર—અરે એ બધુ તો ખરૂ. પણ સાથે સાથે મારી વૃદ્ધાવસ્થાને લીધે કથા વારતા વાંચવાનું કે મધુ કરી માગવાનું નથી બનતું એને કાંઇ વિચાર કરે છે. અત્રે "આટા વિના ઠીકરી જલતી હૈ" એવું થઇ રહ્યું છે. ત્યાં મીષ્ટાનની શી વાત. છોકરો પંડીત થઇને આવ્યો છે કાલે કમાશે અને બધાં સારાં વાનાં થશે.

(મુળશંકર પુત્ર કાશીથી ભણી પંડીત થઇ પ્રવેશ કરેછે).

મૂળશંકર—(માતા પીતાને પ્રણામ કરતાં) માતા-પીતા ! આ તમારો પંડીત પુત્ર પ્રણામ કરે છે.

સુરજ—(હર્ષઘેલી થઇને) બેટા મુળીઆ ? ઘણું જીવો ? બેટા ? શરિર તો સારૂ છે ને ?

શીવશંકર—બેટા ? મુળજી ? અમારો આશીર્વાદ છે કે તું સુખી થઇશ.

મૂળશંકર—(બેટા, મુળીઆ, વગેરે અપમાન કારક તોછડાં વચનો સાંભળી)-(સ્વગત) અફસોસ ? કેવાં મૂર્ખ ! આ ડોસો અને ડોસી. પાંચ પાંચ ડઝન વરસો ગોઠવી ઘરડાં થયાં, પણ છે કાંઈ વિવેક કે શાસ્ત્ર મર્યાદાનું ભાન ? મૂર્ખ ? તદ્દન મૂર્ખ ? (પ્રગટ) ઓ જંગલનાં રોઝ ? આટલા વરસે પણ વિવેક ન આવ્યો ? અરે આમ એક પ્રભાવશાળી પંડિત પુત્રનું

અપમાન કરતાં શાસ્ત્રની મર્યાદા પણ ન વિચારી ? ડોસા બુદ્ધિ બ્હેર મારી ગઇ, "સાઠે બુદ્ધિ નાઠી" સમજ્યા શાસ્ત્રનું આમ પ્રમાણ છે.

શીવશંકર—અરે દીકરા ? આમ કોપ કરવાનું કારણ ? અ-મારામાં શી ભુલ આવી ?

મૂળશંકર—ભૂલ, ગંભીર ભૂલ ? હુ તમોને માતા-પીતા કહી બોલાવું, અને તેથીજ તમો મને બેટા, પુત્ર, મુળીઓ વગેરે નામથી બોલાવો એવું કાંઈ શાસ્ત્રનું પ્રમાણ નથી.

સુરજ—બેટા ? તારા બોલવામાં અમને બીલકુલ સમજણ નથી પડતી.

મૂળશંકર—(ચ્હીડાઇને) અરે ચુપ ડોકરી ? હજુ કહું છું કે વિચાર કરીને બોલ.

શીવશંકર—અરે કહે તો ખરો કે તને શું ભુત વળગ્યું છે.

મૂળશંકર—અરે ભુત વળગે તમોને, આ હમણાં વિપરીત થઈ જશે, હજુ વિચારીને બોલો, હજુ વિચાર કરવા વખત આપું છું.

શીવશંકર—અરે જોજે કંઇક ગળે ફાંસો ખાતો. દિકરા અમે તો કમ અક્કલના છીએ માટે વાંધો હોય તે કહી બતાવ.

મૂળશંકર—ભાગ તમારા ત્યારે, જરા અક્કલગરાનો મ્હાવરો
રાખો એટલે અકલ આવી જશે—જુવો સાંભળો.

છે પાંચ વરસો લાડનાં, દશ વર્ષ તાડન જાણજે;
છે સોળ વરસે પુત્ર મીત્રજ, શાસ્ત્રનું પ્રમાણ છે.

કહો હવે આમ બાબત હોવા છતાં તમો બેટા, પુત્ર, મુગીઓ વગેરે કહી આઈ હડહડતું અપમાન કરો છો એ ઓછા શોકની વાત છે?

સુરજ—ત્યારે અમોને તું ટુંકારાથી બોલાવે છે એ કાંઈ
સારૂં કરે છે?

મૂળશંકર—અરે એમાંય સાંભળો—

નીજ બાળ માતાને કહે પતિ મૈથુને નીજ નારને
કરતાં સ્તુતિ કવિઓ વદે સ્નેહે થકી ટુંકારને
ચઢતા રણે રણુ વીરને 'ટું'કારથી કહેવાય છે
છે દોષ નહિ તલભાર એવું શાસ્ત્રનું પ્રમાણ છે

એમ અમે તો કદી ભુલીએજ નહિ માટે તમો બધાં વિવેકહિન પશુ સમાન છો એમ શાસ્ત્રનું પ્રમાણ છે.

શીવશંકર—મુળશંકર ભાઈ? અમે તો હવે ઘરડાં થયાં
એટલે અમારી ગતી મારી ગઇ છે. હશે જેમ તેમ
નિભાવી લ્યો, બનતા સુધી એવી ભુલ નહિ થવા
દઇએ (સુરજ પ્રત્યે ઉદ્દેશીને સ્વગત) જોયું બાઈની

વિદ્યાનું વિપરીત પરીણામ, પણ અત્યારે બોલવામાં સાર નથી. હાલ તો હાજી, હા, કરો. (પ્રગટ) જા, હવે ભાઇને માટે ભોજનની તૈયારી કર.

સુરજ—બહુ સારૂ....પણ....

મૂળશંકર—પણ એજ કે ખાવાના પદાર્થમાં હિંગ, મરચુ આંબલી અને તેલનો ઉપયોગ ન કરશો અને ભોજન પાછળ મુખવાસમાં સોપારી પણ ન લાવશો કારણ કે—

હિંગ મરચુ . આંબલી સોપારીને વળી તેલ છે
નિષેધ ગાયકને બધું એમ શાસ્ત્રનું પ્રમાણ છે

શીવશંકર—પણ ભાઈ તમારે ગાવાનો ધંધો ક્યાં કરવો છે.

મૂળશંકર—કેવા મૂર્ખ? સંગીતનો અભ્યાસ તો દરેકે કરવોજ જોઇએ કારણ કે—

સાહિત્ય સંગીતને કળા વિના અરે નર, માનવો.
પુછડા વિનાનો એ પશુ સાક્ષાત નિરખી કાઢવો.
ના ઘાસ ખાતો એ પશુ ગર્ધવ સમો ગણાય છે.
ઉતારો અંતર વાત આ એમ શાસ્ત્રનું પ્રમાણ છે.

શીવશંકર—ભલે ભાઈ? ત્યારે બધું ખાવાનું મોળુ બનાવીશું. (સુરજ પ્રત્યે) જા તે પ્રમાણે જમવાનું તૈયાર કર.

( શીવશંકરનો ભત્રીજો નર્મદાશંકર પ્રવેશ કરે છે. )

નર્મદાશંકર—જય શ્રી કૃષ્ણ શીવશંકર કાકા ? (મુળશંકર પ્રત્યે ) નમસ્કાર ભાઇ મુળશંકર છો તો આનંદમાંનો?
(મુળશંકર ઉત્તર ન આપતાં કુતરાની માફક છુરે છે. તેથી શીવશંકર અને નર્મદાશંકર ગભરાય છે)

નર્મદાશંકર—કેમ મુળશંકરભાઈ ? કાશીના પંડીત થઇ આવ્યા તેથી આમ શ્વાનની માફક ચેષ્ટા કરો છો ? આથી મને ઘણું આશ્ચર્ય થાય છે.

મૂળશંકર—બસ નર્મદાશંકરભાઈ બસ કરો ? તમારા પંડિત્યની પરીક્ષા કરી લીધી તમો પણ પુરા મુર્ખના સરદાર છો. મારી આ ચેષ્ટાનો ભાવાર્થ તમો ન સમજી શકયા તે ઘણા ખેદની વાત છે. તમોએ પણ શાસ્ત્રનું જોઇએ તેટલું અવલોકન નથી કર્યું.

નર્મદાશંકર—ભાઇ ? આ તમારી શ્વાન ચેષ્ટાનો ભાવાર્થ સમજાવો ત્યારે ?

મૂળશંકર—જુવો, ત્યારે આપણે બંન્ને બ્રાહ્મણ હોઇ યાચક છીએ માટે તેમાં-

નીરખી સદા યાચક પરસ્પર શ્વાન સમ ઘુરકાય છે.
એ વાત ચોકકસ માનજો આમ શાસ્ત્રનું પ્રમાણ છે

માટે ચોકસ માનજો કે શાસ્ત્રના પ્રમાણ સિવાયની વાતો ગપ જેવી છે માટે જ હું:—

મનહર છંદ.

ભણી વેદ ભેદ છેદ, કરી ધરી અંતરમાં
રાખી ન કચાશ આશ ખાસ ફ્રાસ ધારીને
સ્મૃતિઓ ને શ્રુતિ વળી, કરી કંઠે વાચી વાંચી
પુરણ દર્શન ખટ, લીધાં છે વિચારીને
તન મન ધન ખર્ચ્યું, લીધી પંડીતાઈ ત્યારે
નથી એ સુવાનું કામ, મોદીક જમારીને
કહે કઠલાલકર બીજી બધી ગપ માની
શાસ્ત્રના પ્રમાણે વાત, ચોકકસ જ ધારીએ

શીવશંકર—કેમ નર્મદાશંકરભાઇ ? કેમ પધારવું પડયું.

નર્મદાશંકર—આજે આપણા મુળશંકરભાઈના સસરાનો પત્ર આવ્યો છે, અને તેમાં પુછાવ્યું છે કે “ મુળશંકરભાઇ કાશીથી આવ્યા હોય તો લલીતાને તેડી જાય ” એ સંદેશો કહેવા અત્રે મારૂં આવવું થયું છે. કહો મુળશંકરભાઈ ? તમારો શો અભીપ્રાય છે ?

મુળશંકર—અરે ભલા આદમી, હજુ ય જાણતા નથી.

સારી નઠારી સ્ત્રી તણું જે ઘેરના એંધાણ છે.
જંગલ સમુ તે ઘર ખરે આમ શાસ્ત્રનું પ્રમાણ છે.

માટે સ્ત્રીની તો અવશ્ય આવશ્યકતાજ છે. તેમાં પુછવું શું ?

શીવશંકર—ભાઇ મૂળશંકર ? ત્યારે તમેજ કાલે જાતે જઈ
તેડી આવો તો કેવું ?

મૂળશંકર—યથાર્થ છે. અવશ્ય હું કાલે જઇશ અને ભાર્યાને
તેડી લાવીશ.

નર્મદાશંકર—અરે હું પણ ત્યાં જવાનો હતો તો કાલેજ
ભાઇ સાથે હું પણ જઇશ.

શીવશંકર—ઘણી ખુશીની વાત, જાવો ત્યારે હવે સ્નાન સંધ્યા
કરી જમી લ્યો ?

મૂળશંકર—બરાબર છે કારણ કે-

નાહ્યા પછી સંધ્યા કરી ભોજન પછી કરાય છે.
એ રીત રોજે વર્તવું આમ શાસ્ત્રનું પ્રમાણ છે.

(જાય છે.)

નર્મદાશંકર—શીવશંકર કાકા ? આપના મુળશંકરની તો
શાસ્ત્રના પ્રમાણમાં ડાગળી ચસ્કી લાગે છે.

શીવશંકર—ભાઈ ? મને પણ એમજ લાગે છે, પણ હજુ
ઉમર કાચી છે એટલે કંઇક આશા રહે છે કે,
અનુભવમાં આવ્યા પછી સુધરશે.

નર્મદાશંકર-મને તો એમ લાગે છે કે ભાઇની વિદ્યાનું
પરિણામ કુંભકર્ણના નિંદ્રાસન જેવું આવે.

શીવશંકર-ન કરે નારાયણને એમ ન થાય તો સારૂં.

નર્મદાશંકર—અલ્પ વિદ્યાનું બહુધા એવું જ પરિણામ આવે
જુરો સાંભળો—

ભણીઓ નહી પુરૂ છતાં, પુરો બની છલકાય છે.
હાથે કરી અક્કર બની ખચ્ચર ખરેખર થાય છે.
મરદાઇને ત્યાગી નરો, નારી બની કદી જાય છે.
પણ ના ગણાયે સુંદરી, વ્યાંઢળ ખરો લેખાય છે.
કોડી નહી પાસે છતાં દોડી બજારે જાય છે.
થઈ ફાંકડો ફરવા છતાં, ઉલ્લુ સમો દેખાય છે.
રે શ્વાનની પુછડી સમી વિદ્યા મુરખ મનાય છે.
ના આબરૂ ઢાંકે કદી રક્ષણ વળીના થાય છે.

—( ૨ )—

(સ્થળ નદીનો કિનારો જંગલમાં)

(નર્મદાશંકર તથા મુળશંકર સાસરીએ જતાં પ્રવેશ કરે છે)

નર્મદાશંકર—ભાઈ ? જુવો આ નદી આવી માટે ચાલો આપણે અત્રે સ્નાન સંધ્યા કરી જરા નાસ્તો કરી લઈએ.

મૂળશંકર-વળી આ શું ધતીંગ ? માર્ગમાં સ્નાન સંધ્યાની શી આવસ્યકતા, લાવોને નાસ્તોજ કરી લઈએ કારણ કે—

નીજ ઘેર પુરો ધર્મને પર ઘેર અર્ધો પાળવો
પરગામ જઈએ જ્યારે ત્યાં ભાગ ત્રીજે ધારવો
રસ્તે જતાં શુદ્રો સમો આચારજો પળાય છે
લાગે ન તો પણ દોષ એવું શાસ્ત્રનું પ્રમાણ છે.

નર્મદાશંકર–ભાઇ, તમે તો શાસ્ત્રનાં પ્રમાણ શીખ્યા એટલે વાંધો નહી, પણ અમારે તો ના ચાલે

મૂળશંકર–ત્યારે, નસીબ તમારાં, કરી લ્યો હું તો આ બેઠો નાસ્તો કરવા, (મુળશંકર ભાથુ છોડી ખાવા બેસે છે તેવામાં એક કુતરે આવી ભેગુ ખાવા માંડયું, મુળશંકરે તેને ન હાંકતાં બન્નેએ સાથે ખાવા માંડયું. જોતા જોતામાં બધુ ભાતુ કુતરૂં ખાઈ ગયું એટલે મુળશંકર હાથ ધોઈ ઉઠે છે તેવામાં નર્મદાશંકર નદીમાંથી સ્નાન કરી "ૐ નમઃ શિવાય," "ૐ નમઃ શિવાય" કરતો બહાર નીકળે છે, તેને જોઇ )

મુળશંકર–અરે તારૂં ભલુ થાય ? વળી આ શું બોલે છે, વળી એનું નામ કયાંથી લીધું
શિવ એટલે મહાદેવ તો પ્રખ્યાત ભિખારી હતો, અને સાંભળઃ–

હીન પાતકી વ્યસની ત્રીજો કદી સંગ એનો થાય છે.
ઝટ રંગ તેનો બેસતો એમ શાસ્ત્રનું પ્રમાણ છે.

માટે એ ભીખારીનો સંગ લાગશે તો માર્યા જઈશું

નર્મદાશંકર—અરે એવું તે થતું હશે કે ? અને થાય તોય શું ? પૈસાની શી જરૂર છે ?

મુળશંકર—જો, સાંભળ—

પૈસા થકી સુખ સંપત્તિ લલના વળી લોભાય છે.
પૈસા થકી જગમાં બધા દેવો સમા પુજાય છે.
માટે ભજો લક્ષ્મીપતિ શીવનામથી દુઃખ થાય છે.
આ વાકય ગોખી રાખજો આમ શાસ્ત્રનું પ્રમાણ છે.

નર્મદાશંકર—ભાઇ, તમારાં શાસ્ત્રના પ્રમાણને હું પહોંચું તેમ નથી માટે તમારે ફાવે તે તમે કરો અને મારે ફાવશે તે હું કરીશ, લાવો હવે ભાતુ હું નાસ્તો કરી લઉં (એમ કહી ભાતાની પોટલી તરફ નજરે નાખે છે તો ડબો ખાલી જોવામાં આવે છે તેથી) અરે ભાઈ મુળશંકર ? ભાતુ કયાં ગયું ? આ ડબો ખાલી કેમ ?

મુળશંકર—અરે ભાતુ તો મેં અને આપણા આ શ્વાન બંધવે થઈ પાર કર્યું.

નર્મદાશંકર—કુતર ને બધું ભાતુ ખવરાવી મુકયું શું ?

મુળશંકર—અરે કુતરૂ એટલે શું ? આ સ્થળે તે કુતરા સમાન નથી, પણ સહોદર ભઇ સમાન છે કારણ કે—

સ્મશાનને મુશાફરી વળી ત્રીજુ રાજદ્વાર છે.
સાથે વસેલા બાંધવા આમ શાસ્ત્રનું પ્રમાણ છે.

નર્મદાશંકર—અરે ભલા આદમી, તમારા શાસ્ત્રના પ્રમાણમાં માસ બાર વાગી જવાના મુવો તમારો સહોદર ભાઈ; ને બળ્યું તમારૂં શાસ્ત્રનું પ્રમાણ,

મુળશંકર—હવે શોક કરવો નકામો છે જુવો.

થાયે થવાનું જે હશે, રોકયું નહી રોકાય છે.
ગઇ વાતથી ના શોચવું, એમ શાસ્ત્રનું પ્રમાણ છે.

નર્મદાશંકર—હશે જે થવાનું હતું તે થયું માટે હવે અહીથી ચાલો તો ઝટ ગામ ભેગા થઇએ.

મુળશંકર—હા; ચાલો બંને ચાલવા માંડે છે તેવામાં એક હનુમાનજીનું દેવળ આવે છે તેમાં કેટલાક માણસો તેલ ચઢાવના બેઠા છે તેમને જોઇ)

મુળશંકર—અલ્યા ભાઈઓ? તમે આ શું કરો છો

લોકો આજે શનિવાર હોવાથી હનુમાનજીને તેલ ચઢાવીએ છીએ.

મુળશંકર—તેનું કાંઇ કારણ?

૧ લો—વળી કારણ તો ખરૂં સ્તો, જુવો મારે બૈરી નથી માટે હું તો ચઢાવું છું.

૨ જો—ભાઇ, હું દેવામાં ડુબી ગયો છું માટે ઉપાસના કરૂં છું

૩ જો—અરે, મારે છોકરાં નથી તેથી આ બાધા રાખી છે.

મુળશંકર—ગાંડા તદન ગાંડા ભાઇઓ તમોને કોઇ પંડીત શાસ્ત્રી પણ ન મળ્યો તેમ તમારી પોતાની અક્કલને પણ ઉપયોગ ન કર્યો?.

લોકો—( આભા બનતાં ) ભાઈ એમ કેમ ?

મુળશંકર—અરે ભલા માણસો ? આ હનુમાનજી તો મુળથી બ્રહ્મચારી એટલે ના મળે બૈરી કે ના મળે છોકરાં અને ના મળે પૈસો ટકો તો પછી તે શું આપનાર છે જુવો ?

જે પાસ હોયે જેટલું તે તેટલું તો આપશે
જે ખાય માગી ટુકડા દારીદ્ર તે શું કાપશે
વ્યંઢળ સમીપે સુંદરીની આશ તૃપ્ત ન થાય છે
અધિકાર સમ સહુ આપશે એમ શાસ્ત્રનું પ્રમાણુ છે

અરે એટલું પણ અક્કલથી ના વિચાર્યું કે હનુમાનજીને બૈરીઓ આપવાની શક્તિ હોત તો તેઓ પોતેજ બ્રહ્મચારી શામાટે રહેત, એતો બધા ના મળ્યાના બ્રહ્મચારી.

લોકો—ત્યારે હવે કોને ભજીએ.

મૂળશંકર—કૃષ્ણ ભગવાનને, કે જેમની પાસે બધા પ્રકારની પૂર્ણ છત છે કારણ કે સોળ હજાર એકસોને આઠ

સ્ત્રીઓ, એક લાખ એંસીહજાર પુત્રો; અને લક્ષ્મી તો જેની પટરાણી સ્ત્રી. આમ બાબત છે તો "છતમાં ભાગ" એવું શાસ્ત્રનું પ્રમાણ છે. માટે આરાધો તેમને કે જેથી તમારૂં કામ થાય.

નર્મદાશંકર—ભાઇ તમારૂ પાંડિત્ય હવે બંધ રહેવા દો, અને ચાલો આપણા રસ્તે (જાય છે).

(આગળ જતાં એક મરેલું ગધેડું જુવે છે તેને જોઇ)

મૂળશંકર—નર્મદાશંકરભાઇ ! જોયું કે, આ ગર્દભરાજ કેવી અનાથ દશામાં મરણ પામ્યા છે.

નર્મદાશંકર—હા, ભાઇ. ખરેજ તે અનાથ દશામાંજ મરણ પામ્યો છે.

મૂળશંકર—અરે મરવાનું તો દરેકને માથે છેજ પણ આના શબને આપણે અગ્નીદાહ તો કરવોજ જોઇએ.

નર્મદાશંકર—અરે, આવી પીડા વ્હોરવાનું કાંઇ કારણ ?

મૂળશંકર—કારણ અટલુંજ કે—

અનાથના વળી પ્રેતને કદી અગ્નીદાહ કરાય છે
મળતું મહા ફળ યજ્ઞનું એમ શાસ્ત્રનું પ્રમાણ છે

નર્મદાશંકર—પણ ભાઇ ! શાસ્ત્રના પ્રમાણનો કાંઈ સારાસાર વિચાર કરવો કે એમને એમ કુટી મારવું. અનાથ પ્રેત તે માણુસનું કે પશુનું ?

મૂળશંકર—કેમ ભૂલે છે? મનુષ્યને પશુ સરખાંજ છે કારણકે—

જનને પશુમાં ઇન્દ્રીઓ જોતો સમાન જણાય છે
વળી આતમા સરખો રહ્યો એમ શાસ્ત્રનું પ્રમાણ છે

વળી શાસ્ત્રમાં કયાં માણસના પ્રેતને અગ્નીદાહ કરવો એવું લખેલું છે?

નર્મદાશંકર—( સ્વગત ) આ કાળમુખા પત્થરના ભેજાવાળો મુળશંકર માનવાનો નથી અને મારી પુરી ફજેતી કરવાનો છે, હશે જોઉં તો ખરો કે તે કેમ કરે છે. ( પ્રગટ ) ભલે ભાઈ ત્યારે અશ્વમેઘનું પુણ્ય લઇ લ્યો. ધર્મના કામમાં ઢીલ શી. ચાલો ઉતાવળ કરો.

મૂળશંકર—ચાલો ત્યારે, તમે લાકડાં વીણી લાવો, પણ પહેલા આવો જરા આ મુડદાને રસ્તાથી આઘુ ખસેડીએ, એટલો પરોપકાર કરો. (જરા વિચાર કરીને) અરે, પણ ભાઈ આપણે એક વાતતો ભુલમાં કાઢીએ છીએ . આ મડદુ તે ગધેડાનું છે કે ગધેડીનું ?

નર્મદાશંકર—(તપાસીને) અરે મડદુ તો ગધેડીનું છે?

મૂળશંકર—બસ, મારી ધારણા ખરી પડી, પાછો એક મહા ભયંકર પ્રશ્ન આવી ખડો થયો.

નર્મદાશંકર—વળી શું છે?

મૂળશંકર—અરે આ ગધેડી સધવા હશે કે વિધવા. જો વિધવા હોય તો ઠીક પણ જો સધવા હોય તો એને સૌભાગ્યનો શણગાર ચુંદડી તો ઓઢાડવીજ પડે, અને પછી અગ્ની દાહ કરાય આવું શાસ્ત્રનું પ્રમાણ છે.

નર્મદાશંકર—મનુષ્યની માફક ગધેડીઓ એક પતિની પત્ની રહેતી નથી; કારણકે એમને અનેક પતિઓ હોયછે. માટે તેતો કદી વિધવા થતીજ નથી. ગધેડીઓ તો સદા સૌભાગ્યવતી વેશ્યા જેવીજ હોય છે, માટે આ તમારી ગુલાબી સાલ ઓઢાડી તેને અગ્નીદાહ કરો એટલે ચાલશે. અશ્વમેધના ફળઆગળ શાલનો હિ-સાબ નથી.

મૂળશંકર—ઠીકછે તેતો બધું કરવુંજ પડશે.

નર્મદાશંકર—વારૂ ત્યારે, હું લાકડા વીણી આવું, ત્યાં સુધી તમો આ મુડદાને જરા આઘુ ખસેડો (એમ કહી જાયછે મુળશંકર મુડદા ને ખસેડવાનો પ્રયાશ કરે છે. પણ શબ ઉપડતું નથી એટલે નિરાશ થાય છે.)

મૂળશંકર—(સ્વગત) અરે સાલુ, માણુસના શબ કરતાં આ ગધેડીનું શબ ભારે કેમ ? હા, સમજ્યો " શરીર-માંથી પ્રાણ નીકળી જતાં વાયુનો સંચાર થતાં દરેક શબ ભારે થાય છે આમ શાસ્ત્રનું પ્રમાણ છે. ત્યારે હવે આને અગ્નીદાહ કેવી રીતે કરવો ! હા, વળી

શરિરના સર્વ ભાગો કરતાં માથાનો ભાગ ઉત્તમ છે " આવું શાસ્ત્રનું પ્રમાણ છે. માટે એ માથુ કાપી તેને અગ્નીદાહ કરવામાં આવે તો વાંધા જેવું નથી. ( એમ વિચારી છરી વડે ગધેડીનું માથું કાપે છે. નર્મદાશંકર આ બધી ક્રિયા નિહાળે છે. મૂળશંકર તે માથાને પોતાના ખેશમાં બાંધી લે છે. પણ તેમાંથી પરૂ ટપકે છે, અને દુર્ગંધ નીકળે છે તેથી કંટાળી જાય છે ) અરે માથું તો વાહર્યું, પણ આ દુર્ગંધ નીકળે છે અને પરૂ ટપકે છે, તેથી મારૂ માથુ ફાટી જાય છે, પણ ફીકર નહિ મોંઘી વસ્તુ માથા સાટે છે આમ શાસ્ત્રનું પ્રમાણ છે.

નર્મદાશંકર—( પ્રવેશ કરી ) કેમ ભાઈ ? હું તો લાકડાં એકઠાં કરી ક્યારનો તમારી રાહ જોઇ બેઠો હતો, પણ તમે ન આવ્યા તેથી હું અહિં આવ્યો છું, ચાલો ક્યાં છે ગધેડીનું મુડદુ.

મૂળશંકર—અરે આખા શબને બાળવાની કાંઇ જરૂર નથી હવે તેના એકલા માથાને જ બાળીશું તો પણ ફળ મળશે.

નર્મદાશંકર—અરે પણ તે તો બહુ ગંધાય છે, બીજો કાંઇ ઉપાય નથી ?

મૂળશંકર—બીજો ઉપાય ( વિચાર કરી ) છે; છે તે પણ

છે, જો તેનાં નેત્રો એકલાંજ કાઢી અગ્નીદાહ કર્યો હોય તો પણ તેટલુંજ ફળ મળે છે એવું શાસ્ત્રનું પ્રમાણ છે.

નર્મદાશંકર—બસ ત્યારે કાઢો નેત્રો, અને કરો અગ્નીસંસ્કાર.

મૂળશંકર—તૈયાર છે બધુ પણ ચીતા ક્યાં ?

નર્મદાશંકર—અરે જાવોને પેલા સાધુની બળતી ધુણીમાં નાખી આવો એટલે તે બળી જશે.

મૂળશંકર—તમે અહિંજ બેસો હું નાખી આવું ( એમ કહી નેત્રો લઇ જાય છે, અને ધુણીમાં જેવાં નાખે છે તેવો સાધુ ડંડો લઇ ખુબ માર મારે છે જેથી મૂળશંકર રડતા રડતા પાછા આવે છે તે જોઈ)

નર્મદાશંકર—અરે ભાઇ શું થયું તે રડો છો ?

મૂળશંકર—અરે બ્હોત સાંભળ રડવાનું કારણ—
કરી પ્રેત અગ્નીદાહને પાછા ગૃહે જ્યાં જાય છે
ઓહો, કરી રડવું પડે આમ શાસ્ત્રનું પ્રમાણ છે
શું તું તારા બાપની પાછળ ન્હોતો રડયો ?

નર્મદાશંકર—( સ્વગત ) વાત ઠીક ગોઠવી દીધી ( પ્રગટ ) પણ આ શરીર શાથી ફુલ્યું ?

મૂળશંકર—અરે એતો શરીરમાં પુન્યનો સંચાર થયો.

નર્મદાશંકર—ઠીક ભાઈ, હવે ચાલો આગળ.

મૂળશંકર—અરે ચાલવાનું ક્યાં ? હવે તો આપણે સુતકી થયા, એટલે તીલક ન કરાય તેમજ મુંડન પણ કરાવી નાખવું જોઇએ.

નર્મદાશંકર—જો તેટલું અધુરૂં હોય તો પાસેના ગામમાં જઈ કરાવી આવો.

( મૂળશંકર શીર મુંડન કરાવી આવે છે અને તીલક પણ કાઢી નાખે છે ).

નર્મદાશંકર—વાહ ભાઇ વાહ ? શું અશ્વમેધનું ફળ ? કેવું સુંદર તેજ ?

મૂળશંકર—અરે કેમ ન હોય (વિચાર કરી) અરે મારામાં રહેલી મૂર્ખતાના બે ભાગ નાશ પામ્યા, પણ એક ભાગ રહી ગયો છે.

નર્મદાશંકર—એમ શાથી જાણ્યું.

મૂળશંકર—જુવો સાંભળો.

ફરી તેલથી તરબોળ પટીઆં પાડતા જે વાળનાં
બળી બેશ કરતા ટીલડી ઝીનાળ જેવી ભાલમાં
ધોલી તણી વળી પાટલી ચીપતાં વખત વહી જાય છે
તે મૂર્ખની નિશાનીઓ એમ શાસ્ત્રનું પ્રમાણ છે

માટે આ એક પાટલી એકલીજ મૂર્ખની નિશાનીમાં મારે રહી છે.

( એમ કહી પાટલીઓ કાઢી નાખી મુસલમાનની માફક ધોતીયું પહેરે છે ).

નર્મદાશંકર—ભાઇ, હવે તો નમસ્કારને બદલે તમોને સલામ આલેકુમ કહીશું.

મૂળશંકર—તેની ફીકર નહી ધર્મની રક્ષા કરતાં બધું કષ્ટ સહન કરવું આમ શાસ્ત્રનું પ્રમાણ છે.

## —( ૩ )—

( સ્થળ—મૂળશંકરની સાસરી. )

( મૂળશંકરનાં સાસુ સસરો પ્રવેશ કરે છે. )

રામશંકર—અરે પ્રભુ ? આ એકની એક છોકરી છતાં તેના તરફનુંય સુખ નહિ. જમાઇ કાશી ભણવા ગયા છે, અને છોકરી ઉમર લાયક થઇ ગઇ છે, હવે તો પ્રભુ તુંજ લાજ રાખે તો રહે.

( જેકોર પ્રવેશ કરે છે. )

જેકોર—( ઠપકાના રૂપમાં ) તમોને શું થયું છે ? તમારી આંખે છોકરી કેમ ચઢી છે. આપણે ક્યાં બીજાં છોકરાં છે તે ચાલો તે તરફ આપણું મન વાળીશું.

માટે જમાઈ જ્યારે આવશે ત્યારે, જે ચાર દિવસ છોકરીનું મુખ વધારે જોશું તે ખરૂં ?

રામશંકર—અરે ગાંડી ! છોકરી તો સાસરે શોભે, આવી અક્કલની દુશ્મન ક્યાંથી.

( એવામાં એક પાડોશીની છોકરી દોડતી આવે છે )

છોકરી—જેકોર માશી ? આપણી ભાગોળે તળાવ ઉપર કોઇ બે જણ આવ્યા છે, તેમાં એક મુસલમાન જેવા છે અને બીજા આપણી નાતના છે ગમે તેમ હોય પણ તેમાં લલીતાબેનના વર હોય તેવું તેમની વાતમાંથી જણાય છે માટે જો સાચું હોય તો મને વધામણીમાં સાકર આપજો.

જેકોર—સારૂ આપીશું બેન સાંજે આવજે (છોકરી જાય છે તે પછી જેકોર ન્હાવા જાય છે અને મૂળશંકરને નર્મદાશંકર પ્રવેશ કરે છે.)

મૂળશંકર—ઓ પીતા તુલ્ય સસરાજી મારા સાષ્ટાંગ પ્રણામ છે ( એમ કહી રામશંકરના પગે પડવા જાય છે એટલે રામશંકર પાછા હઠે છે ).

રામશંકર—( જરા વિસ્મયતાથી ) અરે ભલા માણસ જરા વિચાર કર તું જાતનો મુસલમાન હોવા છતાં અમોને આમ ગાળ દઇ અભડાવા આવે છે તે ઠીક નહિ.

એતો આ અમારા નર્મદાશંકરભાઇની શરમે નહિ તો ક્યારનાં હાડકાં પાંસરાં જુદાં કર્યા હોત, કેમ નર્મદાશંકરભાઇ બોલતા નથી? આ શો ભવાડો કરી લાવ્યા છો?

નર્મદાશંકર—રામશંકરભાઈ? એજ તમારા જમાઇ છે તેઓ ભણી ગણી પંડીત થયા છે તેથી આ બધું શાસ્ત્રના પ્રમાણથીજ કર્યું છે તેમાં વ્હેમ લાવવા જેવો નથી.

રામશંકર—ઓહો? ત્યારે તો જમાઇરાજ બેઅદબી માફ કરજો.

મૂળશંકર—કાંઈ નહિ, તેમાં

મોટા જનોની ભુલ નવ નાના થકી જોવાય છે
જોતાં પુરો પાપી બને એમ શાસ્ત્રનું પ્રમાણ છે.

માટે તેમાં તમારી બેઅદબી બીલકુલ નથી. હવે મારાં સાસુજી કયાં છે મારે તેમને પણ નમસ્કાર કરવા જોઇએ

રામશંકર—તેતો ઘરમાં ન્હાવા ગયાં છે; હમણાં આવે છે

મૂળશંકર—નહિ, તેવું નહિ ચાલે "સાસુ સસરાને જોતાંજ તેઓ ગમે તે સ્થીતિમાં હોય પરંતુ જમાઇએ નમસ્કાર કરવા જોઇએ" આમ શાસ્ત્રનું પ્રમાણ છે. (એમ કહી એકદમ ઘરમાં દોડી જાય છે અને વસ્ત્ર ત્યાગ કરી સાસુ સ્નાન કરવા બેઠાં છે ત્યાં આવી

વારંવાર પ્રણામ કરે છે ) સાસુ એકદમ લજવાઇ જઇ ઉતાવળે કપડાં પહેરી લઈ બીજા ઓરડામાં જતી રહે છે. એટલામાં રામશંકર આવી પહોંચે છે

રામશંકર—અરે ભલા માણુસ ? કાસી જઇ બધી મૂર્ખતાજ ભણી લાવ્યા દેખાય છે.

નર્મદાશંકર—જુવો તો ખરા ? હજુ પુરૂં જ્ઞાન ઉભરાયું નથી. આતો પાસેરામાં પહેલી પુણી છે.

રામશંકર—મુળશંકર ? ચાલો ત્યારે સ્નાન કરી લ્યો પછી સંધ્યા કરી ભોજન પણ કરી લ્યો.

નર્મદાશંકર—હા, હુ પણ તેનોજ વિચાર કરૂં છું ( સ્નાન કરવા બેસે છે ત્યાં સુધી સંધ્યાનું બધુ સાધન જેઠોર તૈયાર કરે છે. પછી મૂળશંકર સંધ્યા કરવા બેસે છે તેવામાં તેમની સ્રી લલીતા પાણી ભરી રૂમ ઝુમ, રૂમ ઝુમ કરતી પ્રવેશ કરે છે. તેને જોઇ)

મૂળશંકર—એ જરા એટલેજ ઉભાં રહો ? હું મારૂ અગત્યનું કામ પતાવી લઉં.

જેઠોર—બળ્યુ જમાઇરાજ આમ શું કરો છો ? આમ બાહેરમાં છોકરીને શીદ સતાવો છો.

મૂળશંકર—બસ, મારા કામમાં દખલ કોઇ નાખશો નહિ તમે બધા અબણ અજ્ઞાન, અને ધનચાકર છો શાસ્ત્રના પ્રમાણને જાણો છો કાંઈ.

રામશંકર—પણ તમારે તેને કરવું છે કેમ ?

મૂળશંકર—હું તેની પુજા કરીશ કારણ કે—

જ્યાં નારીઓ પુજાય છે દેવો તણો ત્યાં વાસ છે
થાતાં અફળ પુન્યો બીજે એમ સાસ્ત્રનું પ્રમાણ છે

નર્મદાશંકર—પણ મુળશંકર ભાઈ ? સ્ત્રીઓની પુજા તે નેતરની સોટીથી થાય છે. એવું ઉટાંગ શાસ્ત્રનું પ્રમાણ છે તે ખોટું કે ?

મૂળશંકર—અરે ભાઈ ? એ ઉટાંગ શાસ્ત્ર તો હું નથી ભણ્યો માટે એકાદ શ્લોક બોલો તો ખરા ?

નર્મદાશંકર—જુવો સાંભળો—

બુધે જાર બાજરી, બુધે નાર પાધરી
બુધે ભેંસ દોવાદે, બુધે છોરૂ છાનુ રહે.

આમ ઉટાંગ સાસ્ત્રનું પ્રમાણ છે.

મૂળશંકર—હાં, બીજો કહો કોઇએ.

નર્મદાશંકર—અરે ભાઈ અત્રે વખત નથી માટે કરીશુ વાત

મૂળશંકર—ના, હવે એકતો કહો.

નર્મદાશંકર—સાંભળો ત્યારે—

વશ કરવી જો નારીને ધારો
ગોખી રાખો સરસ આ ધારો
મારો ખુબેથી માર
વહેતાં વાંસ લગાર
રહેશે પાંસરી એ રાંડ
ભલે જાતની હો ડાંડ—

( લોકાખ્યાથી )

જોયું ઉટાંગ શાસ્ત્રનું આમ પ્રમાણ છે. લ્યો હવે આને ઉભી રાખી છે તેનું કેમ કરવું છે.

મૂળશંકર—હું તો મારૂ કરવાનો, ( એમ કહી સ્ત્રી ષોડષોપચારે પુજા કરે તેના માથા પર બેડુ ઉતારી લે છે અને હાથ ઝાલી પાટલા પર બેસાડે છે. પછી તેની યથા વિધી પુજા કરે છે, તે પછી બે હાથ જોડી નમસ્કાર કરે છે, એટલે પાસે ઉભેલી એક બોલે છે,

સ્ત્રી—જમાઇ તો ગુણકાના ઘરના ભડવા જેવાજ છે.

મુળશંકર—ગુણકાના પરિચયમાં આવનારા તમામ માણસોને જો ભડવા કહેવા હોય તો હું ખરેખર ભડવોજ છું. કારણ કે મારે ગુણકાની શાથે વારંવાર પ્રસંગ પડે છે.

રામશંકર—જરા, છાના બેસો, હવે એટલું અધુરૂ હોય તે પરૂં કરજો, એટલે ઇકોતેર પેઢી તરી જશે.

મૂળશંકર—અરે તમે પણ મૂર્ખ જેવા જ છો કારણકે.

થાએ કચેરી રાજની પ્રવેશ ત્યાં કરવો જઇ
કરી શાસ્ત્રનાં અવલોકનો દેશાટણે રટવું જઇ
કરી મૈત્રી પંડીતો તણી ગણીકા ગૃહે જે જાય છે
તે બુદ્ધિમાન જ થાય છે એમ શાસ્ત્રનું પ્રમાણ છે

( એટલામાં જમવા બોલાવે તેથી બધા જમવા જાય છે અને ત્યાં મૂળશંકર ખુબ માગી માગીને ખાય છે તેથી )

નર્મદાશંકર—( કાનમાં ) મૂળશંકર ભાઇ ? સાસરામાં તો બહુ ના ખવાય માટે જરા આમન્યા રાખો,

મૂળશંકર—અરે કેવી મૂર્ખતા—

આહારને વ્યવહારમાં લજ્જા નહિ રખાય છે
શરમાય તે કરમાય છે એમ શાસ્ત્રનું પ્રમાણ છે

નર્મદાશંકર—ત્યારે તમારે ફાવે તેમ કરો મારે શું ?

રામશંકર—નર્મદાશંકર ભાઇ ? મૂળશંકરે આ મુંડન કરાવ્યું છે તે કાંઇ અશુભ તો નથી થયું ને ?

નર્મદાશંકર—ના તેવું તો કાંઇ નથી. તેની હકીકત નીરાંતે એકાંતમાં કહીશ—

રામશંકર—ભાઈ, માનો ન માનો પણ મૂળશંકરની બુદ્ધિમાં કંઇક ભ્રમનો સંચાર થયો છે.

નર્મદાશંકર—એની વિદ્યાનું વિપરીત પરિણામ આવ્યું છે પેલા ઘાંચજાની વાવડી ચસ્કી હતી તેમ આમની ડાગળી ચસ્કી ગઇ છે.

રામશંકર—હશે, ત્યારે આપણે શું કરીએ, દીકરીનાં ભાગ્ય-

( બધા જમી પરવારે છે. )

## —( ૪ )—

( સ્થળ-લલીતાનો ખાનગી ઓરડો. )

( લલીતા અને સખીઓ. )

૧ સખી—અલી લલીતા!? આજે તો મન વલ્લભને ભેટવાના ઉમંગમાં તારૂ મુખ મલકાઈ રહ્યું છે કે શું ?

લલીતા—વળી એમાં, મુખ શાને મલકાય, પરણ્યાં હતાં ત્યારનાં આ સુખની તો આશા હતીજ ને ?

૨ સખી—વાહરે વાહ ? આજે તો ચંદ્ર સોળે કળા સંપૂર્ણ થયો ?

લલીતા—અલી તારો તો સ્વભાવ એનો એજ રહ્યો.

૧ સખી—પણ, બેન ? તારા મુખે આમ પરસેવાનાં બીંદુ કેમ બાઝયાં !

લલીતા—અરે મારા શરિરમાં ગઇ કાલનું કાંઇ કાંઈ થઇ જાય છે, અને જાણે આખા શરિરે બળી બળી થાઉં છું.

૧ સખી—અલી એ શું કહેવાય ?

લલીતા—બેન ? આ સ્થિતીમાં ઝાઝો વખત મારાથી નહિ રહેવાય.

૧ સખી—આ શીતળ પવનથી કંઇ શાન્તી નથી વળતી ?

લલીતા—અરે પવનના સુસવાટા તીર સમ ભોંકાય છે.

૨ સખી—ત્યારે જરા પુષ્પ પરિધાન કરી ગુલાબજળને પ્રયોગ કરજો. એથી દરદ જાય છે.

લલીતા—અરે પુષ્પો પાવકની પેરે પ્રજાળે છે અને ગુલાબજળ બળતામાં ઘી હોમાય છે.

૧ સખી—બળ્યું આતે દરદ કેવું ?

૨ સખી—તું ના સમજી ? જો સાંભળ ?

સોરઠો-પેઠો ચીત્તમાં ચોર, શર છુપાં મારી રહ્યો
અબળાનું શું જોર, હાર્યો ધીર હૈયાગડા

૧ સખી—હા, હવે તો સમજી.

સોરઠો—સરવર સુંદર તીર, શોભા શી રળીઆમણી
પણ વણ બિંદુ નીર, કંટક તરૂ ખાવા તડે

૨ સખી—હા, એ ખરૂં.

૧ સખી—ત્યારે હેને એની તો દવા હુંજ બતાવું.

સોરઠો—ઔષધીએ શું થાય, હકીમો વૈદ્ય મથી મરે
દુખડાં દુર પળાય, જો રસીઓ આવી મળે

૨ સખી—ત્યારે એતો તૈયારજ છે, હેને હમણાંજ બે.લાવી લાવું છું (એમ કહી જાય છે અને વેગળે રહી સાન કરી બોલાવે છે. એટલે તર્તજ મૂળશંકર ઉઠી આવે છે તેને લઈ સખી લલીતાના ઓરડામાં દાખલ થાય છે. મૂળશંકરને ત્યાં મૂકી બંને સખીઓ ચાલી જાય છે. લલીતા પલંગપર ઉંઘ્યાનો ડોળ કરતી સુઈ જાય છે.

મૂળશંકર—(સુતેલી લલીતાને જોઇ) ઓહો! કેવું અવર્ણનીય સોંદર્ય? મારી વ્હાલી! (એમ કહી ગાલપર ચુંબન કરે છે) લાવ, જરા હવે જગાડી પ્રેમ કર્મ તો કરૂં, કારણકે-

કદી ભાગ્યશાળી નર થકી નીષ્કર્મ ના રહેવાય છે
કમભાગ્ય આળસમાં રહે એમ શાસ્ત્રનું પ્રમાણ છે

માટે લાવ તેને જગાડું ( જગાડે છે ) મારા ગૃહના શણુગાર જાગ અને ચમકાવ તારાં ભાગ્ય ? !

લલીતા—( જાગૃત થઇને ) હેં કોણે જગાડી-મને ગૃહનો શણગાર કોણે બનાવી.

મૂળશંકર—તને જગાડનાર આ ઉભો તારો પ્રાણાધાર !

લલીતા—પણ હું તમારા ગૃહનો શણગાર શાની ? ગૃહનો શણગાર તો પતિ અને પુત્રજ ગણાય.

મૂળશંકર—બસ દુનિઆં અહિંજ ભુલ ખાય છે કારણકે-

શણગાર સ્ત્રી છે ગૃહ તણો સંસાર સાગર નાવ છે
સ્ત્રી વિણ ઘર શમશાન છે એમ શાસ્ત્રનું પ્રમાણ છે

લલીતા—નાથ ! આપના આમ પ્રથમ સમાગમેજ પ્રેમયુકત વાકયો સાંભળી મારાં વૃક્ષ: સ્થળ પુલકીત થાય છે તેમજ ચોળીના બંધ તુટી જાય છે.

મૂળશંકર—( કાંઇક સાંભળી આવ્યું હોય તેમ ઉત્સુકતાથી લલીતાની ચોળી સામું જોતો દુર ખસી ઉભો રહી ) હાસ, નીરાંત થઇ ગઇને ?

લલીતા—નાથ, શાની નિરાંત થઈ ? આમ વેગળે કેમ ઉભા ?

મૂળશંકર—જો સાંભળ—

વિના શ્રમે ફળ પ્રાપ્તી તો મોટા જનોને થાય છે
ના અન્યને મરતાં મથી એમ શાસ્ત્રનું પ્રમાણ છે

તે પ્રમાણે દીનદયાળ પરમેશ્વરે મારાપર પૂર્ણ મહેરબાની કરી મારી મોટા માણુસ ગણત્રી કરી દેખાય છે કારણકે મને પણ તારી છાતીપર આવેલાં બે ફળોની પ્રાપ્તી અનાયાસે થઇ ગઈ. બોલ હવે કર્મ કરવાની શી જરૂર ?

લલીતા—અરે નાથ ? આમ ગાંડાં શું કાઢો છો. એવો પયોધર તો સ્ત્રી માત્રને હોય છે. પણ ખરૂં ફળ તો સંતાન પ્રાપ્તીજ કહેવાય છે તે અનાયાસે કેમ થશે?

મૂળશંકર—અરે ગાંડી ? જે પ્રભુએ આટલી મહેરબાની કરી આ બે ફળો અનાયાસે આપ્યાં તેમ શું સંતાન પ્રાપ્તી અનાયાસે નહિ કરી આપે, વ્હાલી? પ્રભુપર વિશ્વાસ રાખ, તે આપણાપર પુરો મહેરબાન છે.

( એટલામાં બીજા ઓરડામાંથી જેકોર લલીતાને બુમો મારે છે એટલે )

લલીતા—નાથ, જરા તમે અહિં બેસો હું જઇને ઝટ આવું છું. ( જાય છે ).

મૂળશંકર—( સ્વગત ) ખરેખર આવી રૂપાળી સ્ત્રી મળવી દુર્લભ છે, પણ તેના આ અતુલ રૂપના કારણે એક શંકા થાય છે કે—

નીવડે ન સારી સુંદરી જે રૂપમાં પંકાય છે
સારે ગરજ શત્રુ તણી એમ શાસ્ત્રનું પ્રમાણ છે

માટે એકજ ઘરમાં શત્રુ સાથે રહેવું જોખમ ભરેલું કામ છે, માટે તેને કુરૂપ બનાવવાની કંઇક પણ કોશીશ કરવી જોઇએ, જો તેની એક આંખ ફોડી કાણી બનાવવામાં આવે તો પછી કોઈ તેનાપર વિશ્વાસ ના કરે કારણ કે—

અંધો લુલો કાણો ત્રણે આલમ મહી પંકાય છે
ના સંગ તેનો કો કરો એમ શાસ્ત્રનું પ્રમાણ છે

બસ એ વિચાર ચોકકસ.

લલીતા—(પ્રવેશ કરી) કેમ, પ્રાણનાથ? શો વિચાર કરો છો?

મૂળશંકર—બીનો વિચાર તેજ વિચાર? (એમ કહી પોતાના ખીસ્સામાં દાંત ખોતરણી કાઢી લલીતાના ખભાપર હાથ મુકી બીજા હાથે આંખમાં ખોતરણી ખોસીદે છે જેથી લલીતા ત્રાસજનક બુમો પાડે છે)

લલીતા—(બુમો મારતી) ઓ બાપરે કોઈ આવોરે.... આવો, મને ગરીબ ગાયને બચાવો, આ પીટયાએ મારી આંખો ફોડી નાખીરે બાપલીયા???

(બહારથી દરવાજો ઉઘાડો, ઉઘાડોના અવાજ થવા લાગ્યા પણ અંદરથી સાંકળ દીધેલી હોવાથી, કોઈ પ્રવેશ કરી શકતું નથી.)

મૂળશંકર—( આશ્વાસન આપતાં ) પ્રીયે ? દેવી ? હવે ફીકર નથી, હવે તું મારી શત્રુ મટી મીત્ર બની છે. અત્યારથી તું મારી એકનીષ્ઠ ભાર્યા છે. બ્હીસ નહિ.

રામશંકર—( બહારથી ) મૂળશંકર ? તમોને તમારા ઇષ્ટના સોગન છે. બારણું ઉઘાડો આશો ગજબ કરવા માંડયો છે. તમે તો મારા શત્રુ થઇ આવ્યા છો કે શું ?

મૂળશંકર—સસરાજી ? શાંત થાઓ ? હું તમારો શત્રુ નથી પણ મારા શત્રુને મીત્ર બનાવવાના કાર્યમાં રોકાયેલો છું. જરાક થોભો, હમણાંજ ઉઘાડું છું.

( એમ કહી તે પુનઃ એક ધ્યાનથી લલીતાના મુખ સામુ જુવે છે વળી કાંઇ વિચાર આવ્યો હોય તેમ ચમકે છે ) બસ, એક આંખે તો બરાબર કાણી થઇ ગઇ પરંતું एकाक्षी कुल नाशीनी અર્થાત એક આંખ વાળીતો કુળનો નાશ કરવા વાળી છે આમ શાસ્ત્રનું પ્રમાણુ છે. અરે આ પ્રશ્ન તો ગંભીર આવી પડયો, માટે જો બંને આંખો ફોડી નાખવામાં આવે તો બધી અડચણુ ટળી જાય ( એમ વિચાર કરી બીજી આંખ પણ ફોડી નાખે છે, એટલામાં રામશંકર બારણું તોડી અંદર દાખલ થાય છે, અને લલીતાને આંધળી જોઇ મૂળશંકર ઉપર કોપાયમાન થાય છે )

રામશંકર—મૂર્ખ ચંડાળ ? અધમા અધમ મૂળશંકર તેં આ શો અનર્થ કર્યો ?

જેકોર—પીટયા કાળામુખા જમાઇ તેં મારી આ ગુલાબની કળી જેવી દીકરીને શા માટે મારી નાખી, પીટયા તું આંધળો થશે અને તારા કુળનો નાશ થશે અને તારા પર પ્રભુનો કોપ ઉતરજો.

મૂળશંકર—સાસુજી ? સસરાજી ? શાંતં પાપમ્ ? શાંતં પાપમ્ ? મેં અપરાધ કર્યોજ નથી આ તમે મને વિના કારણુ દોષ આપો છો, જુવો તમારી દીકરી અતિ રૂપાળી હોવાથી, તે શત્રુ સમાન હતી, આમ શાસ્ત્રનું પ્રમાણુ છે તેથી તેની એક આંખ ફોડી મીત્ર બનાવી. પણુ તેવામાં બીજુ પ્રમાણુ યાદ આવ્યું કે એક આંખવાળી કુળનો નાશ કરવાવાળી છે. તેથી તેની બીજી આંખ ફોડી આંધળી બનાવી છે હવે, હું તેને મારા પ્રાણુથી અધીક ગણીશ.

રામશંકર—અરે તારા શાસ્ત્રની એસી તેસી થાય ? ચંડાલ ! તું કાશીનો પંડીત તે સર્વ ગુણુ ખંડીત ? તું તો સાક્ષાત ગર્ધવનોજ પુત્ર છે નહિ તો કોઇ ગધેડીના શબને અગ્નીદાહ કરી મુડન કરાવતો હશે. ( એમ કહી માર મારે છે )



## ગાયન

મૂળશંકર—માર મારો શું આમ, મારૂ એવું શું કામ, આમ સમજો શાસ્ત્રનું પ્રમાણ છે.

રામશંકર—લુચ્ચા નિમકહરામ, કર્યું કસાઈનું કામ, રામ તારા બોલાવું એમ જાણજે.

મૂળશંકર—અરરર હાય, હાય, હાય કાય તડતડ થાય છે.

રામશંકર—જરા લેતો વધુ જા, ઘણુ બાકી રહી જાય છે.

( મારે છે )

મૂળશંકર—પડે પુંઠે જો માર, થવું નાશવા તૈયાર, યાર એવું શાસ્ત્રનું પ્રમાણ છે.

( આમ તેમ નાસવા માંડે છે પછી થાકીને )

નવ જવાએ બ્હાર, બધાં દીધેલાં દ્વાર—

ત્યારે તજવો આ પ્રાણ, જાણ એવું શાસ્ત્રનું પ્રમાણ છે.

( પ્રાણ જતો હોય તેવો ડોળ કરી પડેછે અને મરણ વખતનું એકટીંન કરે છે, પણ ઉપર વધુ માર પડે છે તેથી ઉભો થાય છે )

અરરર. હાય, હાય, હાય, જીવ કેમ નવ જાય જો

નર્મદાશંકર—જીવ જાય લે આ દોર, ગળે ફાંસો તું તો ખાય જો

રામશંકર—ચાલો બાંધો એ ચોર, જાડો લાવીને દોર, રાય ઉતારે તોર. જઈ વગર ભાડાનીમાં ઘાલીએ.

નર્મદાશંકર—વિરા સીધાવો ત્યાંય, કાળી પલટણુછે જ્યાંય, ચીંતા રાખશો ન કાંઇ ત્યાંય શાસ્ત્રનાં પ્રમાણુ ભાઇ આલીએ

મૂળશંકર—જાણો રાજનો દરબાર, ગણો દેવનો દરબાર, જોઇ એવું સારાસાર પુન્ય પામુ અપાર, યાર એવું શાસ્ત્રોનું પ્રમાણુ છે.

રામશંકર—ઠીક છે જોઇએ છીએ કે ત્યાં સારાં શાસ્ત્રોનાં પ્રમાણુ કેવાં આગળ આવે છે, ચાલ આગળ થા ?

( મૂળશંકરને બાંધીને રાજા પાસે લઇ જાય છે ).



## -( ૫ )-

( રામશંકર મૂળશંકરને બાંધી એકદમ બીજા માણસો સાથે કોલાહલ કરતાં પ્રવેશ કરે છે તેમને દ્વારપાળો રોકે છે પરંતુ તે લોકો પાછા હઠતા નથી જેથી ઝપાઝપી થાય છે, તેથી મૂળશંકર દોરડુ છોડી નાખી છટકી જાય છે અને રાજાના શયનગૃહમાં પ્રવેશ કરે છે )

મૂળશંકર— ( સ્વગત ) એ દુષ્ટો મને મારતા મારતા તો અહિં સુધી લાવ્યા, પણ ઠીક થયું કે દ્વારપાલોએ તેમને અટકાવ્યા, તેથી બંદા ફાવ્યા. અને ઠેઠ અહિં સુધી આવ્યા ? અને તે બધુ ઠીકજ થઈ ગયું કરણકે-

દાવ મળે છટકી જવું ડાહ્યા જનોનું કામ છે,
મુરખા ચુકે વીલા મુખે એમ શાસ્ત્રનું પ્રમાણ છે.

( રાજાને ઉંઘતા જોઇ ) અરે પણ રાજા તો ગાઢ નિદ્રામાં ઘોરે છે, ઠીક થયું આપણે પણ ચાલો નિદ્રાનો આનંદ ભોગવીએ, કારણ કે—

દુઃખથી ભરેલા જગતમાં, આનંદ અલ્પજ હોય છે,
પણ તેહ માણે વિરલા એમ શાસ્ત્રનું પ્રમાણ છે.

( એમ કહી રાજાની શય્યા આગળ સુઇ જાય છે.

અને ત્યાર પછી રામશંકર વગેરે પ્રવેશ કરે છે અને કોલાહલ કરતાં પ્રવેશ કરે છે )

રામશંકર—રાજાસાહેબ ફરીઆદ ? ફરીઆદ. ?

લલીતા—પીતાજી ? આમ હાથે કરી ફજેતી શું કરવા કરો છો, હું આંધળી થઇ તેમાં મારા પતિનેજ અડચણ પડવાની. કારણકે મારાથી કાંઈ કામ થવાનું નથી.

જેકોર—દીકરી આના કરતાં તો હું રાંડી હોતતો ઘણી સારી, મારા પીટયા કસાઇ જેવાને શું ? એતો કાલે ઉઠી મારી નાખશે, અને કોઇ પૂછશે તો શાસ્ત્રનું પ્રમાણ બતાવશે. પણ મારો રોયો ન્હાસી કયાં ગયો ?

રામશંકર—આપણે રાજાને જગાડીશું એટલે ઘણાય ખોળી કહાડશે. ( રાજાને ઉદ્દેશીને ) ઓ રાજા સાહેબ આપણી બ્રાહ્મણ પ્રજાપર અસહ્ય જુલમ ગુજર્યો છે ને આપ સુખે નિંદ્રા લ્યો છો ?

રાજા ( જાગ્રત થતો ) અરે મારા રાજ્યમાં બ્રાહ્મણ પર જુલમ કરનાર કોણ ? જે હો તે સત્વર હાજર થાવ.

( રામશંકર આવી સન્મુખ ઉભા રહે છે. )

રાજા—બોલો ? તમારી શી ફરીઆદ છે તમો બ્રહ્મણ છો

અને વળી મારા રાજ્યના પ્રતિષ્ઠીત વિદ્વાન છો તેથી તમારી ફરીઆદ આમ એકાંતમાં પણ સાંભળુ છું

રામશંકર—રાજા સાહેબ ? અમારાં કરમ ફુટી ગયાં છે, કાશીથી ભણીગણી પંડીત થઇને મારો જમાઇ હમણાંજ અત્રે મારે ઘેર આવેલો તેણે રુપવતી ભાર્યા શત્રુનું શાસ્ત્રનું પ્રમાણ લઈ. મારી દીકરીની એક આંખ ફોડી નાખી, વળી એકાક્ષી કુળ નાશીનીનું બીજુ પ્રમાણ લઇ, તેની બંને આંખો ફોડી નાખી આંધળી બનાવી છે. કહો, મહારાજ ? આ કાંઇ જેવો તેવો અત્યાચાર થયો છે.

રાજા—ખરેજ, મહા ભયંકર, ગુનો કર્યો છે, પરંતુ તે અપરાધી ક્યાં છે ?

રામશંકર—અરે અમોને દ્વારપાળોએ અટકાવ્યા અને ઝપા ઝપી તેમાંથી તે કયાંય છટકી ગયો છે.

જેકોર—મહારાજ ? સીપાઈઓ દોડાવી તેને ખોળી કાઢવો જોઇએ

રાજા—ઠીક, હાલ તો તમે જાઓ, તેની તપાસ કરાવીએ અને પત્તો મળે તમોને બોલાવી તેને યોગ્ય શીક્ષા કરીશું. ( સીપાઇને ) સીપાઈ ?

સીપાઈ—હાજર અન્નદાતા ?

રાજા—જુઓ આ રામશંકર મહારાજ કહેતે માણસને પકડી લાવી મારી રૂબરૂ હાજર કરો, રામશંકર ? તેનું નામ શું ?

રામશંકર—સાહેબ ? “ મુળશંકર ”

( મૂળશંકરનું નામ બોલાતાં એકદમ કુદકો મારી રાજા આગળ હાજર થાય છે. )

મુળશંકર—જી મહારાજ ? હું ક્યાંય નાશી ગયો નથી; પણ ઘણા વખતથી અહિંજ સુતો છું.

રામશંકર—મહારાજ ? એજ અપરાધી ?

રાજા—ભયંકર અપરાધી ? બોલ, સ્ત્રીને આંધળી કરી અહિં શયનગૃહે સુવાનું શું કારણ હતું ? તે ખરેખરૂ બતાવીદે ?

મૂળશંકર—મારે અહિં સુઈ રહેવાનું કારણ તમે પણ સમજી ન શક્યા તે જાણી ઘણો દીલગીર થાઉં છું. સાંભળો–

રાજા તણા વર્તન પર પ્રજા તણો આધાર છે,
રાજા યથા પ્રજા તથા એમ શાસ્ત્રનું પ્રમાણ છે.

માટે જો રાજા ઉદ્યમી તો પ્રજા ઉદ્યમી તથા રાજા આળશુ તો પ્રજા આળશુજ રહેવાની તેમ રાજા નિંદ્રાવશ થયેલો હોય તો પ્રજા પણ નિંદ્રાવશજ થવાની, આથી તમોને નિંદ્રાવશ થયેલા જોઇ મારે પણ નિંદ્રાવશ થવુંજ જોઈએ.

રાજા—ત્યારે તો રાજા કદી મૃગ્યા રમવા જાય તો બ્રાહ્મણોએ પણ જવુંજ જોઈએ ?

મૂળશંકર—અલબત્ત ? એમ થવુંજ જોઇએ, કારણ કે—

લોકો બીજા પાછળ પળે મોટા જનો જ્યાં જાય છે,
નિયમ ઘડયો એ પૂર્વનો એમ શાસ્ત્રનું પ્રમાણ છે.

રાજા—ત્યારે તમે આ રામશંકરની દીકરીની આંખો કેમ ફોડી નાખી ? તેને માટે તમોને શીક્ષા કેમ ન કરવી ? તેનો જવાબ આપો ?

મૂળશંકર—હું પ્રશ્ન કરૂં છું કે મારા હાથે મારા કોઇ અવયવને ખંડીત કરૂં તેમાં હું ગુનેહગાર થાઉં છું ?

રાજા—ના.

મૂળશંકર—ત્યારે તેજ જ્યારે રામશંકરની દીકરી મારી સ્ત્રી છે. અને—

સ્ત્રીઓ અરે સંસારમાં નર વામ અંગ સમાન છે,
અર્ધાંગના તેથી કહી, એમ શાસ્ત્રનું પ્રમાણ છે.

એવી રીતે તે સ્ત્રી મારૂં અર્ધું અંગ હતું, અને મારા અંગનો હું ગમે તે ઉપયોગ કરૂં તેમાં કોઇને શું ? આમ મેં કોઇ જાતનો ગુનો કર્યો નથી છતાં શીક્ષા ફરમાવો તો ધણી છો ?

રાજા—કળી કાળમાં તમારા જેવા પંડીતો પાકી આખા ધર્મને ખંડીત કરી મૂકયો છે. રામશંકર મહારાજ ? આ તમારા જમાઇની બહુ વિદ્યા ભણવાથી ડાગળી ચસ્કી ગઇ છે, એવું અનુમાન થાય છે અને અધુરામાં પુરૂ બ્રાહ્મણ હોવાથી તેને શીક્ષા આપતાં મારૂ મન અચકાય છે; એનાં કર્યાં એ ભોગવશે માટે પ્રભુનું નામ લઇ દીકરીને સાસરે વળાવો, પુત્રીના ભાગ્યમાં લખ્યુ હશે તે બન્યુ, અને આ અપરાધમાં તેની વૈરબુદ્ધિ નહિ પણ મૂર્ખતા પ્રાધાન્ય છે તેથી તેને હું શિક્ષા કરી શકતો નથી. પણ તમારી અંધ પુત્રીને તેના જીવારામાં એક પાંચસો રૂપીઆની આવકનું ગામ બાંધી આપુ છું.

રામશંક—મહારાજનો જયજયકાર થાઓ ? ? ?

રાજા—ત્યારે હવે બધાં સીધાવો.

મુળશંકર—સાસુ, સસરાજી ? જોયો પ્રભાવ ? અમારી આમ બાબત છે, અમે પરદેશી હોવાછતાં અમારો કેટલો મોભો જળવાય છે ? તે જોયું ? કારણ કે—

વિદ્વાનને રાજા અસમ રાજા સ્વદેશ પુજાય છે
પુજાય વિદ્વાનો બધે, એમ શાત્રનું પ્રમાણ છે

રામશંકર—બસ કરો ? અમારાતો તમારા શાસ્ત્રના પ્રમાણને નવગજના નમસ્કારછે, આ ભવમાંતો જમાઇને બદલે જમ થઇને મળ્યા પણ કૃપાકરી આવતા ભવે ભેગા ન થશો.

મૂળશંકર—યમની પદવી તો વળી ઘણા ચઢતા દરજાની છે. કારણ કે રાજાના રાજાને શિક્ષા કરનાર ફક્ત એકલ જમરાજ જ છે. એવું શાસ્ત્રનું પ્રમાણ છે.

નર્મદાશંકર—વાહરે વાહ ? તમારા શાસ્ત્રના પ્રમાણની તો ખુબી હમણાંજ હું સમજ્યો ? તેની બલીહારીજ છે.

મુળશંકર—અરે સાંભળો.—



## — ગાયન —



### ગઝલ

વિજય ડંકો અમે દીધો, પરાજય સર્વનો કીધો.
બધો આધાર તો લીધો, કહીને શાસ્ત્ર પરમાણે.

જનમીએ શાસ્ત્ર પરમાણે, ભણ્યો સહુ શાસ્ત્ર પરમાણે
વદયો સહુ શાસ્ત્ર પરમાણે, ફરીએ શાસ્ત્ર પરમાણે

પડે એકાદશી કરવી, બધી મીલ્કત કદી હરવી
કદી ચોરી પડે કરવી, કરીએ શાસ્ત્ર પરમાણે

ગુનાથી દોરે દરબારે, કદાપી શાહ જો ધારે
ભલે ફાંસી દઈ મારે, મરીએ શાસ્ત્ર પરમાણે

વિષયમાં હું થતો તાતો, ઝપટ ગુણકા ગૃહે જાતો
કહીને કૃષ્ણની વાતો, ગણીએ શાસ્ત્ર પરમાણે

કદી તબીઅત બને છેલી, સુરાની એતના પે'લી
સુરોએ એ સ્હજાવેલી, પીએ તે શાસ્ત્ર પરમાણે

સહુ જન શાસ્ત્રતો ભણજો, ભણી મારા સમુ ગણજો
કર્યું મેં તે તમે કરજો, વળી તે શાસ્ત્ર પરમાણે



સમજ્યા આગ બાબત છે. કેમ નર્મદાશંકર ભાઇ હવે આપણે આપણુ વતન તરફ પાછા ફરવું જોઇએ.

નર્મદાશંકર—હા, લલીતાને દોરી લ્યો અને ચાલો.

( મૂળશંકર લલીતા દોરી ઘર તરફ રવાના થાય છે. )



તમામ જાતનાં પુસ્તકો સસ્તા ભાવથી

મળવાનું મુખ્ય ભરૂસાપાત્ર ઠેકાણુ

બુકસેલર

# જહુલાલ નારણદાસ.

નડીઆદ.

---

છપાય છે.

મુંબાઇની શેઠાણી ભાગ ૫-૬

સોળ વરસની સતી ભાગ ૭-૮

નારી કે નાગણ.

વીગેરે વીગેરે વીગેરે